ॐ

श्री परमात्माने नमः

# દેવારામકૃત કીરતનમાળા

ભાગ-૧ લો.

છપાવી પ્રસીદ્ધ કરનાર:-

દેવારામ વ્હાલદાસ સોળંકી.

ગામ નીકોલ–અમદાવાદ.

ગણુકરવિજય પ્રીં. પ્રેસ. હઠીશીંગ મીલની ચાલીમાં,
સરસપુર.

આવૃત્તી ૧ લી. પ્રત ૨૦૦.

આ અમુલ્ય પુસ્તકની કીંમત
માત્ર બે આના.

# સાધુ દેવારામનુ ટુંક જીવન ચરીત્ર

દેવારામ મહારાજનો [redacted] પાટણ પ્રગણામાં ચમાર જ્ઞાતીમાં થયો હતો પરંતુ તેમનાં માતા પીતા ગુજરીજવાથી બાળપણમાં તે અમદાવાદ આવી ભણ્યાહતા બાળપણથીજ તેમની ધર્મ ભાવના વીશેશહતી તેમનાગુરૂ અમદાવાદના લક્ષ્મીરામ મહંત હતા પરંતુ ભેખ આપનાર દીક્ષાગુરૂ પંજાબ નીવાસી મહાત્મા ચમનનાથ હતા

દેવારામનાં લગ્ન થયાપછી તેમનાં ધર્મ પત્નીને સાથેલઇ કરાંચી બંદર જઇ રહેતાહતા કરાંચીમાં નોકરી કરી મોહોટો વખત સંત સમાગમમાંજ ગાળતા હતા તેમના પાસે ઘણાજ સંત મહાત્માઓ આવતાહતા તેઓની રસોઇ પાણીનુ ખરચ પોતાની કમાંણી માંથી પોતાનુ ગુજરાન ચલાવી બાકીનો ભાગ સંતશેવામાં વાપરતાહતા

## સાધુ દેવારાંમનુ ટુંક જીવન ચરીત્ર

કેટલાએક વર્સો કરાંચીમાં રહી (૪૫) વરસની-
ઉંમરમાં તે અમદાવાદ આવી રહ્યા હતા તેપછી
તેંમણે લોક કલ્યાંણાર્થે ઉપદેશદેવો સરૂકીધોહતો
ગાંમ નરોડા મંડળે તેમનીસારીસેવા બજાવીહતી
તથા એક ન્હાંનુ મંદીર બાંધીયાપ્યુંહતું પણ-
તેઓ કહેતાહતાકે મંદીરતો મહાંનપુરૂષો મહંતોને
હોય આપણેતો ટુટીફાટી ઝુંપડી હોય. તેથીતે
કાળુપુર કાંમનાથ માહાદેવના વાડામાં રહેતાહતા
શ્રીમદ ભાગવત ગીતા ચંદ્રકાંન્ત સુંદરવીલાસ
અમ્રતધારા યોગવાશીષ્ટ રાંમાયણ ગુરૂવીવેકાદી
પુસ્તકો તે પાશેજ રાખતાહતા અમદાવાદ જીલ્લો
કડી ખંભત વીગેરેમાં તેમના અનુયાઇઓ આ-
શરે ૨૦૦ માંણુસ છે દેવારામ કોઇને શીષ્ય
ધારતા નહતા પણ સતસંગી માંનતા હતા અને
ગાંમેગાંમ તેંમને તેડાવી ભજન કરાવતા હતા
અને તેમને તેડાવતા હતા પણ તે પાટની કીયા
કદી કરતા નહીં તથા ભજન પણ ગાતા નહીં

છતાં સર્વ ધર્મનુ રહસ્ય સર્વ સાસ્ત્રનો સારઅને મનુષ્યજન્મનુ સ્વાર્થક તે સરળરીતે સમજાવતા- જેમજેમ જીજ્ઞાસુજનો પ્રષ્ન કરતા તેમતેમ વધારે આનંદીત થઇ શાન્તીથી સપષ્ટ ખુલાસા કરતાહતા વળી ભય શોક ચીન્તા નીંન્દા આડંમ્બર તેમનામાં કશી જોવામાં આવતું નહી તે ખાંનપાંનાદીમાં- વટાળ માંનતાં નહી તેમ તેનો દુરૂપયોગ કરતા- નહીં વળી જ્ઞાનઆપવાની તેમનામાં અનુપમશક્તી હતી તેમનુ સાધુજીવન સાધારણ સ્થીતીનુ અને ઇશ્વર ભક્તી નરશી મહેતાનુ અનુકરણે એકંદરે કોઇનીપાસે કદીમાગવુ નહી દયા ક્ષમા કરૂણા ને સંતોશ એ તેમના ખાસ ગુણ હતા તેમનો સ્વર્ગ વાસ સંવત ૧૯૭૭નામાગશર સુદી પાંચમના દીને થયોહતો ગાંમ સહજપુરમાં ગઢવી ફકીર બાલુએ પોતાની જમીનમાં તેમના સબની સમાદી કરીછે તેમની પાછળ કઇ સંતાંન નથીપણ સતસંગીઓની સોસાઇટી પંથ તે મુકીગયાછે.

સાધુ દેવારાંમનાં ભજન લગભગ આશરે ૭૦૦છે પણ તે બધાં છપાવી બહાર પડવાની અનુકુળતા ન હોવાથી હાલમાં ફકત બારજ ભજન બહાર પાડવામાં આયાંછેપછી ઇશ્વર ઇચ્છાએ આગળ થાયતેખરૂ સાધારણ જ્ઞાનવાળા મનુષ્યને આભજન વીરસ લાગતાંહસે પણ નીર્ગુણ શીર્ગુણની એકતા સમજનાર તથા ઇશ્વરનુ અભેદપણુ જાંણનાર વીવેકી હરીજન આ ભજનની મહતા જાણેછે વાણીભક્તોગેતા સતસંગીઓને તથા વીવેકી હરીજનો નેમાટેજ આ પુસ્તક છાપવામાં આવ્યુંછે

આ ભજનોમાં કડીમેળના તથા સન્ધના અક્ષરનો કાંઇ દોશહોયતો મહેરબાંનીકરી સુધારીલેશો દોશનુ કારણએછેકે આપુસ્તકના કર્તા કવી નહુતા પણ અનુભવીહુતા માટે જીગ્નાશુ ભાઇઓને વીનતી કરીએછીએકે આં ભજનોને સુધારી રાગમાંલઇને વાંચવાને મહેરબાની કરશોજી

(અસ્તુ) લી. સેવક ખુશાલદાસ પુંજારાંમ યાદવ

## (૧) સાધુ દેવારાંમ કૃત કીરતન માળા

### કીરતન ૧ લુ. રાગ ધોળ

પ્રથમલાગુ સતગુરૂજીને પાયરે,
તેથી મારાં શુભ કારજ સીધથાયરે; ૧
વીવેક વીચાર ગુરૂજીના કહેવાયરે,
તેને ભણતાં અનૂભવ ઊદય થાયરે; ૨
પાંચે વીસય પાંચેપાંચકહેવાયરે
ગુરૂજી મળેતાં સુધ વિવેકશુધ થાયરે; ૩
ઈગલા પીંગલા શુખમણા કહેવાયરે;
ગુરૂજી મળેતો હંસ ત્રવેણીમાં નહાયરે; ૪
તખત ત્રવેણી ભમર ગુફા કહેવાયરે,
સોહંમ રાંમ અખંડ પદ ત્યાં લેવાયરે; ૫
જાગ્રત સ્વપન સુક્ષુપતીનીછે ફેરીરે
તુરીયા પદથી ઊંનમુનીછે આધેરીરે; ૬
મુળકમળથીહીંગબદોરી હંસોજાયરે,
અસંગ દેશમાં આપોઆપ સમાયરે; ૭
નાથ ચમન દેવારાંમના કહેવાયરે,
ઓહંગ સોહંગ આપઅરૂપ ત્યાંથાયરે; ૮

## કીરતન ૨ જું. રાગ ધોળ

ધન્ય ધન્ય ગુરૂએ ગોવિંદ બતાયારે,
સોહંગ રામ રણુકાર દેશમાં આયારે; ૧
પરા નાભી નેણુ નાસીકામાં લાયારે,
પરા સેરોદે પ્રેમ અગમ ભાંખ્યાયારે; ૨
તખત ત્રવેણી ઉનમુની અગુણ ગાયારે,
ત્રણે પાંચે અલ્પકરીને પંથ પાયારે, ૩
સંકલ્પ વીકલ્પ તજી નીરવિકલ્પ લાયારે,
હારદેવા રણુકાર ઘરમાં આયારે. ૪

## કીરતન ૩ જું રાગ ધોળ

પરથમ નમુ સતગુરૂજીને આશણેરે
જમાન્યાકે સીહણુદુધ સોના વાસણેરે ૧
પરથમ ગુરૂએ સબ્દ સુણાવ્યો મારાકાનેરે
જ્ઞાનગરીથી સુરતાકમળ સુધધ્યાનેરે; ૨
બીજીશીળીએ વીવેક વીચાર ગુરૂબોલાવીઓરે
ભવસાગરમાં બુડતાં હાથઆરો ઝાલીયોરે; ૩

તીજી શીઢીએ તુરત ત્રણેગુણ તોડયારે
પાંચ પચીસથી લઈને પેલીપાર જોડયારે; ૪
ચોથીશીઢીએ અંતકરણ ભેદ પાયારે
અહંતા મમતા મારી અગમ ઘર આયારે, ૫
પાંચમી સીઢીએ પાંચે ચોર લીધા પકડીરે
મન પવન બન્ને લીધાં અંતે ઝકડીરે; ૬
છઠી શીળીએ તખત ત્રવેણીમાં નહાયારે
રણુકારમાં અખંડ તખત દરસાયરે; ૭
સાતમાં સીઢીએ સુન્ય ઘોને સુરતા લાગીરે
સેશ દળપર રહ્યાછે હરદમ જાગીરે ૮
આઠમી શીળીએ અનહદ પેલેપાર પેખ્યારે
નાભી નેણ ત્યાંથી પેલેપાર દેખ્યારે ૯
નવમી સીળીએ નવેદરવાજા દરસાયારે
અરૂપ ધામ સુરા કોઇ સંતે પાયારે ૧૦
દસમી સીળીએ આપો આપ અલેખરે
બારે પંથ નહીં ભેખને કોઈ શેખરે ૧૧

દેવારામ રણુકાર દેશ અમારારે
પુસ્તક પોથી શું રેજાણે આ સંસારારે ૧૨

## કીરતન ૪ થુ રાગ ધોળ.

પરથમ હુતો નમું ગુરૂજીના પાયેરે
તેથીમારાં સરવે કારજશીધ થાયરે; ૧
મોટમ પદથી હંશો તણાયો જાયરે
ગુરૂ વીના જંજાળ દુરકેમ થાયરે ૨
ચારેખાંણયમાં હંસો ઘણો અકળાયરે
ગુરૂવીના ચોરાસી કેમ દુરથાયરે; ૩
દાશદેવા ગુરૂપ્રતાપે પંથપાયારે
ગુરૂ જ્ઞાને સરવેત્ર શીધ થાયરે; ૪

## કીરતન ૫ મુ રાગ ધોળ

પરથમ દાતા ગુરવા ગણપતી કહીએરે
ચારેદળે મુળાધારમાં લઇએરે, ૧

બીજેદાતા બ્રહ્મા સાવીત્રી કહીએરે
ખટ દળે લીંગાકમળમાં લઇએરે; ૨
ત્રીજેદાતા વીષ્ણુ લક્ષમી કહીએરે
દસદળે નાભી સ્થાનમાં લઇએરે; ૩
ચોથેદાતા શીવશક્તિ બે કહીએરે
અનાહદમાં બારદળે ત્યાં લઇએરે; ૪
પાંચમે દાતા સરસ્વતીદેવી કહીએરે
વશુધામાં સોળ દળે ત્યાં લઇએરે ૫
છઠે દાતા નીરંજન દેવા કહીએરે
અક્ષર દળ બન્ને તેમાં લઇએરે; ૬
સાતમે દાતા મન બુધી બે કહીએરે
ભ્રમરધમાં અક્ષર બે ત્યાં લઇએરે, ૭
આઠમે દાતા અનહદ ઘનઘોર ગાજેરે
વીણા જંત્ર મોરલી મધુરી ત્યાં વાગેરે; ૮
નવમે દાતા નર નારાયણ પરખ્યારે
શેશ કે શોહંગ સુબાજીને નીરખ્યારે; ૯

દસમે દાતા દસો દીશા જોયુ હેરીરે
સાત સમુંદર ગાજી રહ્યા ઉઠે લ્હેરીરે; ૧
એકાદશીએ આરંપાર જોયુ નીહાળીરે
બાહાર ભીતર લાગીરહીછે અખંડ તાળીરે; ૧૧
બારમે દાતા આપ અરૂપ ત્યાં જોયુરે
આવા ગમન દુખડુ સરવે ખોયુરે; ૧૨
દાસ દેવા મહાપદ આપ કમાયારે
અરૂપ દેશમાં આપોઆપ સમાયારે; ૧

કીરતન ૬ ઠુ
ધુપ પડે ધરતી તપેરે એ રાગ.

પરથમ ગુરૂજીને વીનવુરે
અગમ બતાવ્યા નીરાધાર
સોહંમ તારી જાંનમાંરે ટેક ૨
ચતુર વીવેક વીચાર છેરે
બીજે વેરાગ અનુભવ સાર સોહંમ૦ ૧
શાન્તિ જોઇએતો સુખમણમાંરે
જેનુ નીરવીકલ્પ છે નામ સોહંમ૦ ૨

જાગ્રત શ્વપ્ન સુક્ષુપતીરે
તુર્યા અતીત પેલેપાંર; શોહંગ૦ ૪
ઉનમુંની આશણ આપનુરે
તખત ત્રવેણી પેલીપાર; શોહંગ૦ ૫
ગઢરે રણુકાર ગેબમાંરે
પડેરે નગારાંની ઠોર; સોહંગ૦ ૬
ગગન મંડળ ગેબી ઘોન્યમાંરે
સંત પોકયા કોઇ સાર સોહંગ૦ ૭
અટલ કુંવારી નારી એકછેરે
જેનુ સુર્તા રાણીછે નાંમ; શોહંગ૦ ૮
સંત મલેતો શુખ પાંમશોરે
ગુરૂ પ્રમાણે તે નાર; શોહંગ૦ ૯
ચાર જુગથી દેવા ફરતારે
નાથ ચરનને પરણાવી એનાર; શોહંગ૦ ૧૦

કીરતન ૭ મુ રાગ ઉપરપ્રમાંણે

ગગન ગરજે ગેબ ધોન્યમાંરે
પડેરે નગારાંની ઠોર
શોહંગ તારા દેશમાંરે ટેક ૧

પરથમ નાભીથી ચાલતાંરે
તત્વ શરવે લીનથાય શોહંગં ૨

નાભી નાશીકા નેણ આગળેરે
ત્યાંતો આપ અરૂપ દેખાય શોહંગ૦ ૩

નીરગુણ શીરગુણ મારો સાયબોરે
એતો માયા મઠમાં દેખાય શોહંગ૦ ૪

ગંગા જમના બે ચાલતીરે
પરા ચાલેછે ભરપુર શોહંગ૦ ૫

તખત ત્રવેણી તાળી પડેરે
ગઢ રણુકાર માંહીં શોહંગ૦ ૬

શુદ્ધ સબદ ગુરૂ દેવનારે
સંતવીના ગરગમ નાહીં; શોહંગ૦ ૭

નીર ક્ષીર મળ સરવે એકઠારે;
હંશ જુદા કરી જોય; શોહંગ૦ ૮

અરૂપ લખજો આતમારે;
દેવા આપ અરૂપ નીરાધાર; સોહંગ૦ ૯

## કીરતન ૮ મું

આજ આંનંદનો દીનછે અમારે એ રાગ

મેં ગરીબા કંઈ નવજાંણુ
જે જાંણુ તે ધીંગાંણુરેહોજી ટેક
ચરાશુ પાતકા પાતાળે બોલુ
મુગટ આકાશ પરમાણુ રેહાં મેગરીબા૦ ૧
ધરણી આકાશ બે નાંમઠરાયાં
વચમાં અરૂપ સમાણા રેહોજી
નુરત સુરતથી ધ્યાંન ધરતાં
ગુરૂ અરૂપ દરસાયારેહાં મેંગરીબા ૨
સાત પાતાળ ને સાત આકાશા
સર્વમાં આપ સમાયા રેહોજી
ચહુદ તબકથી અપરં પારા
માહા સોહંગ ધુપ છાંયા રેહાં મેગરીબા ૩
કોઇ કહેછે આવી શેશપર
સર્વે ધરા ત્યાંધરીયા રેહોજી
માહા સોહંગના તેજઉપર
પીંડ બ્રમાંડ રચાયાં રેહાં મેંગરીબા ૪

અમર માળીએ બાગ રચા૦યો
ભાત ભાતી પુષ્પ ઉગ્યાં રેહોજી
પલ પલ પાંણી સીચે બાગમાં
નહીં રંગ રૂપ કાયારેહાં મેંગરીબા૦ ૫
વેરાટ રૂપ વીશ્વંભરે લીધુ
દીવસ રજની કરતા રેહોજી
ચંદ્ર સુરજ બે લોચન કહીયે
ચોતરફ ફેરા ફરતારેહાં મેંગરીબા૦ ૬
અખંડ બ્રમાંડથી સબદઆયા
પ્રકૃતી પુરૂશ બે જાયારેહોજી
પાંચ પચીસને સંગમાંલીધા
ગુણ ત્રણે સંગ લાગ્યારેહાં મેંગરીબા૦ ૭
દાશ દેવાને ચમન મળીયા
બે ભરમના ભાંગ્યુ રેહોજી
ગુપ્ત ગેપમા ભજન કરીલ્યો
એકદીન વહીજાશે વ્હાણુરેહાં મેંગરીબા૦ ૮

# જાહેર ખબર.

---

અમારા માનવંતા મહેરબાન વણકર જ્ઞાતીના ભાઈઓને ઘણીજ વીનંતી સાથે ભલામણ કરવામાં આવે છે [illegible]મદાર સરકાર બહાદુરની પરવાનગી મેળવી અમોએ શ્રી વણુકરવિજય પ્રીંટીંગ પ્રેસ આ નામનું છાપખાનું ઉઘાડેલું છે. માટે હેન્ડબીલો, ભજનની પત્રીકાઓ વીગેરે છપાવવાની ઇચ્છા હોય તેઓએ જરૂર પધારવા મહેરબાની કરવી.

માસ્તર ખુશાલદાસ પુંજારામ યાદવ

ઠેકાણું સરસપુર પાસે

શ્રી હઠીશીંગ મીલની ચાલીમાં—અમદાવાદ.